શ્રી ગણેશાયનમઃ

# ઉર્વશી-પુરૂરવા

## નાટકનાં ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,


**વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા**

શ્રી વિજય ગૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. મુ. કરાંચી.





શ્રી આનંદ મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે

છાપ્યાં. ઠે. રતનપોળમાં મરચીપોળ અમદાવાદ.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

કીંમત ૦-૨-૦

શ્રી ગણેશાયનમઃ

# ઉર્વશી--પુરૂરવા

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

## અંક પહેલો.

નાન્દી--સૂત્રધાર તથા બાળાઓની નાટ્ય વસ્તુ સંકલના સૂચક સંવાદ અને પ્રાર્થના.

પ્ર ૧ લો—બદ્રીકાશ્રમ—ભગવાન નારાયણ ઋષિના પ્રચંડ તપથી ભયપામી ઇંદ્રે તપ ભંગ કરવા તપોવનમાં અપ્સરાઓને પ્રેરવી. ભગવાન નારાયણે તપમાંથી ચળિત ન થતાં નિજ ઉરૂમાંથી ઉર્વશી ઉપજાવી અપ્સરાઓ સાથે તેને ઇંદ્ર લોકમાં મોકલવી.

પ્ર. ૨ જો—ઇંદ્રભુવન—નારાયણને લલચાવવામાં નાશીપાસ થ એલી અપ્સરાઓનું ઉર્વશી સાથે ઇંદ્રભુવનમાં આગમન. નારાયણની અલૌકિક તપશ્ચર્યાનું અને ઉર્વશીની ઉત્પ તિનું વર્ણન. ઉર્વશીને અપાયલું ઉચ્ચ સ્થાન અને સખીઓ સાથે સુંદર સ્થળોના સુંદર વિહારાર્થે ગમન. લક્ષ્મી સ્વયંવર નાટકને ભજવવાના ભરતમુની અને નારદજીના ચોક્કસ ઉદ્દગારો.

પ્ર ૩ જો—માણવકનુ મકાન—યૌવનનાપૂર "હારે પહોંચેલી લલિતાના ભવિષ્યના સુખી સંસારના ઉદ્દગાર, માણવક અને કપાળીના ગૃહ સંસારના વિચાર, અરજણીયા સાથે વિદ્યારામ જમાઇરાજનું આગમન, વિદ્યારામના વેદીયાં વચનના ગોટાળા.

પ્ર ૪ થો—હેમકુટ પર્વત પ્રદેશનું માનસરોવર—ઇંદ્રની આજ્ઞાનુસાર ઉર્વશીની અપ્સરાઓ સાથે આનંદ ક્રીડા ઇંદ્ર પ્રત્યે વેર વાળવાની ધુનમાં ઉર્વશી ઉપર અત્યાચાર ગુજારવાની ઇચ્છાવાળા રાહુદાનવનું ત્યાં આગમન. ઉર્વશી પર બળાત્કાર—ચીત્રલેખા મદદગાર—અચાનક પુરૂરવાનું અપ્સરાના અવાજથી આગમન. રાહુ સાથે યુદ્ધ રાહુનો પરાજય અને પલાયન ઉર્વશીનું શુદ્ધિમાં આવવું. પુરૂરવાના હૃદયમાં પ્રણયબીજનું રોપાવું, સાથે ઉર્વશીનું ઇંદ્ર લોકમાં જવું. જતાં પહેલાં એક પત્ર ચીત્રલેખા મારફતે માણવકને આપવું રાજાનું રાજધાનીમાં પાછા ફરવું ઉભયદૈવી પંખીડાઓ વચ્ચે પ્રથમ પ્રણયનું મંગલાચરણ ઉદ્ભવવું.

પ્ર ૫ મો—બગીચો—પુરૂરવાનો ઉર્વશી પ્રત્યે પ્રબલ પ્રેમના ઉદ્ગારો: ઉર્વશીનો પત્ર રાણીના હાથમાં આવવો. નિપુણકાની ચાલાકીથી રાણીએ રાજ હૃદયનો ભેદ જાણવો. બગીચામાં રાણીનું આગમન. રાજા રાણી વચ્ચે ઉદ્ભવેલો સંવાદ અને રાણીનુ રીસાઇને ચાલ્યાં જવું.

પ્ર. ૬ ઠો—માણવકનું મકાન—માણવકને ઘેર તેના ગુરૂનું આગમન ગુરૂ પ્રત્યે તેની પુજ્યભાવના વેદોના વર મળવાથી લલિતાના હૃદયમાં લાગેલા લાળા વિદ્યારામના શાસ્ત્ર પ્રમાણના ગોટાળા અને यत्रनार्यस्तु पूज्यन्ते रगन्ते तत्र देवताना ઉંધો અર્થ કરી વિદ્યારામે કરેલી પ્રિયાની પુજાને આરતી અને પતિની શુદ્ધિ ઠેકાણે લાવવાની લલિતાની દઢ વૃત્તિ.

પ્ર. ૭ મો—જંગલ—ઈંદ્ર લોકમાં ભજવાયલા લક્ષ્મી સ્વયંવરના નાટકમાં ઉર્વશીની થયેલી ભુલપરથી થવાના ન્યાય સંબંધી ગાલવ અને નારદનું વિવરણ.

પ્ર. ૮ મો—ઈંદ્રનો દરબાર—લક્ષ્મી સ્વયંવરના નાટકમાં ઉર્વશીની ભુલથી ક્રોધિત થઈ ભરતમુનિએ આપેલો શ્રાપ, અપ્સરાઓના ઉરમાં પશ્ચાતાપ. નારદના કહેવાપરથી ઈંદ્રે કરેલો શ્રાપનો અનુગ્રહ ઉર્વશીના શોકોદગાર અને મૃત્યુલોક તરફ સંચાર. નારાયણ–મુનીનું પ્રાગટ્ય.

ટેબ્લો.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—મહાલયનો માર્ગ—રીસાયલી રાણીનો હૃદયથી પશ્ચાતાપ અને રાજા સાથે " પ્રિયપ્રસાદન " વ્રત ઉજવવાની ઉચ્ચ અભિલાષ.

પ્ર. ૨ જો—રાજમહાલય—વિરહવેદનાથી વ્યથિત થતા રાજાના વિરહોદ્ગાર, ઉર્વશીનું સખીઓ સાથે અંતરિક્ષમાં આગમન. રાણીના પ્રિય પ્રસાદન. વ્રતનું ઉત્થાપન. અને પ્રત્યાગમન. ઉર્વશીની રસરેલ પુરૂ અને ઉર્વશી વચ્ચે પ્રણયની રેલછેલ. તથા રાજ્ય મહેલમાં દંપતિનો સજોડે પ્રવેશ.

પ્રવેશ ૩ જો—માણુવકનું મકાન—યૌવનના પૂર બહારે પહોંચેલી લલિતાના ભવિષ્યના સુખી સંસારના ઉદ્ગાર, માણુવક અને રૂપાળીના ગૃહસંસારના વિચાર, અરજણીયા સાથે વિદ્યારામ જમાઈનું આગમન, વિદ્યારામનાં વેદીયાં વચન,

દાનવ પુત્રીની ખબર લેવા આવતાં મુનિ તેને પુરૂરાજાને સાં આયુ સાથે ગએલી છે એમ જણાવતાં રાક્ષસ ક્રોધિત થાય છે. મુનિને આયુને પ્રભાથી ઉત્પન્ન થનાર કુમાર ઇંદ્ર પદ મેળવનાર છે. એમ રાહુને સ્પષ્ટ સમજાવી તેને શાંન્ત કરી તેની પાસે આયુને પ્રભા સાથે પરણાવવાનું વચન માગે છે, વચન આપી રાક્ષસ વિદાય થાય છે.

**પ્રવેશ ૪ થો—રાજમહાલય**—ગુમ થયેલો સંગમનીય મણી પુરૂરાજાને પ્રાપ્ત થાયછે. અને પ્રતાપી પિતાના પ્રતાપી પુત્ર આયુની અજાયબી ભરી રીતે મુલાકાત પુરૂરાજા સાથે થાયછે.

**પ્રવેશ ૫ મો—રાજમહાલય**—આયુ ઉર્વશીને મળતાંજ પુત્ર ઘેલડી માતા પુત્ર પ્યારથી હર્ષની રેલછેલમાં તણાય છે. પણ બીજેજ પળે ઇંદ્રરાજનો શ્રાપાનુગ્રહ યાદ આવતાં ઉદાસીના ઉદધીમાં ઉતરી જાય છે. અશ્રુભરી આંખડીથી આકાશમાર્ગ સંચરવા ધાય છે. ઇંદ્રથી પ્રેરાયલા નારદ તેને જતી અટકાવા ઇંદ્રનો આદેશ સંભળાવી પુરૂરાજા સાથે સદાને માટે રહેવાને રહમજાવે છે અનેરી આશાવેલડી અમરફળથી છલકાયછે સર્વનો હર્ષાનંદપુર બહારમાં અનુભવાય છે.

**પ્રવેશ ૬ ઠો—રાજમાર્ગ**—આયુ પ્રભાના પૂર્ણ પ્રેમભર્યા પ્રણયોદગાર.

**પ્રવેશ ૭ મો—પુરૂરાજાનો ભવ્ય દરબાર**-ઇંદ્રરાજે પ્રેરલી અપ્સરાઓનો મનોહર નાચ અને આયુ પ્રભાના કરત મેળાપ બાદ આયુને યુવરાજ પદાભિષેક.

આનંદ મંગલ.

**શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**

શ્રી

# ઉર્વશી—પુરૂરવા નાટકનાં પાત્રો.

## પુરૂષ પાત્રો.

પુરૂરવા ... પ્રતિષ્ઠાન નગરીનો રાજા.
માણવક ... રાજાનો પુરોહિત.
નારાયણ ... ભગવાન વિષ્ણુના અંશાવતારી તપસ્વી.
ઇંદ્ર ... ... અમરાધિપતિ, સ્વર્ગ લોકનો દેવરાજ.
ચ્યવન... ... એક તપસ્વી ઋષિ.
નારદ ... ... દેવર્ષિ.
ભરતમુનિ ... એક ઋષિ.
કેશીદાનવ ... એક રાક્ષસ, પુરૂરાજાનો શત્રુ.
શાહુદાનવ ... એક રાક્ષસ પ્રભનો પિતા.
ગાલવ ... ભરતમુનિના શિષ્ય.
ચિત્રરથ ... એક ગંધર્વ.
સિદ્ધબુદ્ધ ... ચ્યવન મુનિના શિષ્ય.
વિદ્યારામ ... માણવકનો વેદીયો જમાઈ.
અરજણ ... માણવકનો રબારી. (ગાયો દોહનાર)
આયુકુમાર ... પુરૂરાજાનો પ્રતાપી પુત્ર.
ગુરૂ, શિષ્ય ... સંસાર ત્યાગી મહાત્મા.

## સ્ત્રી પાત્રો.

**ઉર્વશી** ... નારાયણના ઉરથી ઉપજેલી અપ્સરા.

**રાણી** ... દેવી કાશીરાજ પુત્રી પુરૂરવાની પત્નિ.

**ચિત્રલેખા**... ઉર્વશીની સખી.

**સત્યવતિ** ... એક તાપસી ભગવાન ચ્યવન મુનિના ધર્મપત્નિ.

**પ્રભા** ... રાહુદાનવની પુત્રી અને આયુની પ્રણયિની.

**નિપુણિકા** .. રાણીની દાસી.

**લલિતા** ... માણવકની પુત્રી, વિદ્યારામની પત્નિ.

**રૂપાળી** ... માણવકની સ્ત્રી.

**રંભા, મેનકા, સહજન્યા, રીદ્ધિસિદ્ધી** વીગેરે અપ્સરાઓ **તથા ગુલાબ, ચંબેલી** વીગેરે પ્રભાની સખીઓ.

**સ્થળ**—પ્રતિષ્ઠાન નગરી, તથા હેમકુટ અને ગંધમાદન પર્વત.



૭૭૯૯

શ્રી

# ઉર્વશી-પુરૂરવા.

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

સુત્રધાર— ગાયન ૧.

આનંદ આપો, સ્થાપો સુખ પ્રભુ.
મંગલદાયક. શ્રી વનમાલી.
કૃતિ કરો સફળ. હેત ધરી હરો ત્રયતાપો....આનંદ.
દીનદયાળુ, કહે સહુ કોઇ, ઇશ આપને.
કષ્ટ સર્વે કાપો. છાપ શુભ છાપો...........આનંદ.

બાળાઓ— ૨

પ્રેમ સાટે તજે જે પ્રાણ એવા પ્રેમી પ્રભુનું સ્વરૂપ છે.
પ્રેમ સાથે ચોટયુ વહેમ મુળ છે.. ......એવા.
શુદ્ધ પ્રેમી સંસારે તવાય છે પણ અંતે પ્રેમીની સવાય છે.
પ્રેમ તારૂ અજબ એક રૂપ છે.........એવા
બાર ભોગી બ્રહ્માંડ કેરા ભુપ છે. તેમાં પ્રેમી પુરૂરવા અનુપ છે.
પ્રમ તારૂં અજબ એક રૂપ છે......એવા.

અપ્સરાઓ— ૩

નાથ નેહે નિહાળો ઉઘાડીને નેણ.
ઉઘાડીને નેણ. બોલો વ્હાલ ભર્યા વેણ નાથ.
મહાસુદ મંદિર. સમય છે સુન્દીર

કામે કહાવ્યું છે, અમ સાથે કેણુ. નાથ.
ત્યાગી ઠીઓ તજી, શૃંગાર લ્યો સજી;
આપો પતાવી, અમારૂં લેણુ દેણુ. નાથ.

સખીઓ— ૪

તું ચાલ ચાલ શાણી, સ્વર્ગ ચટકીની ચાલથી;
ત્યાં ઇન્દ્રતણા દરબાર મહીં, વસીશે જે વ્હાલથી. તું.
નારાયણના ઉરૂથી, તન આ વિધીએ ઉપજાવ્યું;
અર્પ્યું રૂપ અનુપમ. સાથે મુદભર મન ભાવ્યું.

ઉર્વશી—એતો ઠીક પણ, આતો આણું, પરણ્યા વીણ આવ્યું

સખીઓ—પરણાવીશું, પ્યારથી......તું ચાલ.

નારદ— ૫

નયને નિહાળ્યો મ્હારા નટવરને.
ઘટઘટ વ્યાપી વ્હાલો, હ્રદયે રમે મારા હ્રદયે રમે...નયને.
અલખ નિરંજન, ભવભય ભંજન.
વ્હાલો વિહારી મ્હારા હ્રદયે રમે મારા હ્રદયે રમે...નયને.
સાચો સગુણો સ્વામી, નાથ ગરૂડગામી.
વિશ્વ વિરામી મ્હારા હ્રદયે રમે મારા હ્રદયે રમે...નયને.

લલના— ૬

છબી ગોરી ગોરી રૂપ ભંડાર. બાળા હું અલબેલી,
નવયૌવન ઉભરાઇ આવ્યું, આ મદનતણીછે બહાર.(૩)હું.
રંગ અંગમાં અનંગ કેરો ચમકાવે ચમકાર,
મદન મારથી બની બ્હાવરી બાથી બાથી નાર (૩) હું.
પ્રેમ મસ્ત બની સ્વામી સંગે સફળ કરૂં સંસાર,
પતિવ્રત પાળી પ્રીતે પિયુને સેવું હૈયાહાર. (૩)...હું.

લલિતા— ૭

ચાલો ચાલો અલબેલા ઘેલા છેલછબીલા
વીરહે બતાવી દીવાની બનાવા,
પ્યારી તમારી રસીલા, અલબેલા

વિદ્યારામ–વનીતા વ્હાલી શી મુખ લાલી,
વેદવચને વિલાલી અલબેલા.

લલિતા–રતિ રંગ રાગે રસીયો રમાડું,
કરૂં કામ સાથે હું કેલી. અલબેલા.

૮

સખીની વધી શોભા વસંતે.
શોભા વસંતે, વધી શોભા વસંતે... ..ટેક.
ખીલ્યાં કુસુમ બહુ, રંગ બેરંગી.
ખીલે વીહંગોની, કુંજોમાં ખંતે .....સખી.
શીતળ મંદ સુગંધી, સમીરથી.
છોડી દીધી છે, સમાધીને સંતે......સખી.

સાખી.

મંજુલ કુંજે ગુંજતા અમીત લહી આનંદ
ચુસી રહ્યા છે ચહથી મધુપ મધુર મકરંદ ..સખી.
પીતે નકીબ પોકારતા, અમીતર કરી ઉચ્ચાર.
જાણે શ્રી ઋતુરાજના છે કોકીલ છડીદાર .....સખી.

ઉર્વશી— ૯

સખુર સખીઆ તરૂમાં ગયો હાર ગુંચાઈ
હાર ગુંચાઈ, મારો હાર ગુંચાઈ
નીકળતો નથી મન રહ્યું છે, મારૂં મુંઝાઈ

ચીત્રલેખા—કાઢ મેરવી, તુજ હું બની, બાવરી બાઇ... સજુર
પુરૂરવા—હાર હૈયાનો તનેજ બનાવીશ, સ્નેહે છવાઈ
આ સમે તો મનની રહી મનમાં સમાઈ.....સજુર.

પુરૂરવા— ૧૦

ચોરી ગઇ ચીત, રમણી અજબ રીત....ચોરી
ખેંચી નયન બાંણુ, ભ્રકુટી કમાને.
કાઢ્યું કલેજાને, કોરી ગઇ ચીતચોરી
સર્વાંગે સુંદર ઉર્વશી જેવી.
છેના અવર કોઇ, ગોરી ગઇ ચીતચોરી

રાણી— ૧૧

ભોજપત્રવાળી, ભામાને, મળો ભાવથી.
હવે શું છે મારૂં કાંમ, વૃથા લેશે નહીં નામ...પત્ર.
પુરૂરવા—મનોહારી ક્ષમા કરો કૃપા કરી;
ભુલ મારી કરૂં છું કબુલ.
રાણી—નથી માગતી કરાવવા કબુલ હું,
તમે મારૂં ઘટાડ્યું છે મુલ.
ઉર્વશી સારી હું છું નઠારી.
પુરૂરવા—બોલો નહીં એમ રાખો નાથ ઉપર રહેમ . પત્રવાળી

રાણી— સાખી.

હુંથી રૂપાળી એ ખરેખર, સ્વર્ગની છે સુંદરી
પણ કોણ છે માબાપ એના, એ વીચારી જુઓ જરી
નથી દોષ એમાં આપનો, કામી સુખેથી સુએ નહી.
પ્રેમાન્ધ પ્રાણી, જગત માંહે, જાતભાત જુએ નહી. પત્રવાળી

લલિતા— ૧૨

કોને કહું અંતરની આપદ મારીરે રે હાય.
યૌવનને મદે મદમાતી, છલકાતી રસથી છાતી,
આશા ઉરે ઉભરાતી, ઉભરાઇને ઢલવાતી. મારીરે રે
પડી ટેવ તે ના ટળતી, વર વેદીયાની વર્તી;
કાળા કરી કળકળતી, રામા હૃદય બળતી મારીરે રે.

લલિતા— ૧૩

લુંટો લુંટો રસીલા રસ લુંટો છબીલા,
નારી નાજુક નવોઢા મદમાતી.
કાયા યૌવન મદે છલકાતી હાંરે કાયા લુંટો.
પૂજું હું પ્રીતમજી તમ પાય,

વિદ્યારામ-"નારે ના સુંદરી એમ ન થાય."

લલિતા-"વાહ વાહ પ્યારા, પ્રિય પતિ મારા,
કામણગારા, આતમદારા,
રસીયા રસઘેલી નારી,

વિદ્યારામ—વેદાન્તવડે લાચારી—
ના, ના, ના—લુંટો—

નારદ— ૧૪

ભાઈ કોટી ઉપાય કર્યાથી, મીથ્યા થતુ નથી ભાવી
શાસ્ત્રો કહે છે સમજાવી...એ...એ...એ.
હાર્યા હરીહર બળ અજમાવી, મીથ્યા થતું નથી ભાવી,
બુદ્ધી વિધીની બદલાવી.. એ...એ...એ
કેવી કરણી ખરાબ કરાવી......મીથ્યા થતું નથી ભાવી.

અપ્સરાનું ઓ— ૧૫

હઠો દુર રહો અલબેલા, દુર રહોજી ચતુર અહો...અ.
કર પકડો નહી નીપટ અનાડી મચકાઇ જાશે નાજુક કાડી.
જઇ પ્યારી ઘર સુખ લહો......અલબેલા.
રસબસ રસીયા શોકયની સંગે આજ પધાર્યા આંહી ઉમંગે.
નાહક નહીં અમ દીલ દહો......અલબેલા.

ઉર્વશી— ૧૬

પ્રેમ જામ પીતાં, હૈયું રહે ન હથ......પ્રેમ.
દીવસે રજની જણાય, રજની દીનસમ મનાયપ્રેમ
સપી.
કહેવાની ઇચ્છા કંઈ, હૃદયે ઉપજી હોય,
પણ મુખથી નીકળે કંઇ, કંઇ ન જાણે કોય.
કરવા મન હોય કાંઇ કરણી વીપરીત થાય...પ્રેમ.
પ્રથમ અંક સમાપ્ત.

---

## અંક બીજો.

રાણીનું— ૧૭

સ્ત્રીનો ધર્મ સાચો છે, સ્વામીની સેવા
જાણો પતિ દેવ, તાગ દેવા
હૃદયે રાજી રહેવા, લાખેણા લાભ લેવા....ટેક.
પ્યારા વીના અન્ય પ્રેમી થવાથી
સ્વામી સેવા છોડી, તીર્થે જવાથી
માનજો મળે નહી મુકતીના મેવા...ટેક.

પુરૂરવાનુ— ૧૮

નથી નથી આવતી હાય જરાય નીંદરડી
ઉર્વશી એ વસી આંખે..................નથી૦
ચિત્ર ચીતરતાં ચેતન વીણુએ
મુજ દુઃખને નહી ઝાંખે..................નથી૦
શું નીરૂપાય, થતિ નથી હુંથી
ગતિ નભમાં, વીણુ પાંખે..................નથી૦

ઉર્વશી-પુરૂરવાનુ— ૧૯

પુરૂરવા—છોડ છોડ સુંદરી શાણી (૨)
ઉર્વશી—કહોજી હું છુ કોણ
પુરૂરવા—તું છે ઉરવશી ઉરમાંહી વસી............છોડ૦
ઉર્વશી—જોર હોય તો, જરા અજમાવો મોહનજી મનકાં મુંઝાવો
પુરૂરવા—ટુટી જવાની શંકાએ, શકુ નહી અંગુલી કોમલ તણી

ઉર્વશી-પુરૂરવાનું— ૨૦

ઉર્વશી—આજે ઘડી આનંદની નીરખી
પુરૂરવા—મળી મને સુંદરી તું સરખી
પુર્વના પુણ્ય વીના પ્રેમદા તુજ, સંગ શી રીતે બને
ઉર્વશી—પ્રેમ સુધારસ પાઈ તમે, વીણુ દામે ખરીદી મને...આ
પુરૂરવા—શોભાવજો ગૃહ મારૂ સલુણી શ્રેષ્ટ શ્રંગાર સજી
ઉર્વશી—ચાહ ધરી ચરણો હું તમારા, પુજીશ પ્રીતમજી...આ

લલિતા— ૨૧

" સતિતણું સુખ સ્વામી ચરણે,
સ્વામીથી શુભ થાય છે.
પતિ તજી મૈયર રહે મુગ્ધા,

પાપની ભાગી થાય છે,                    ટેક
ચિચરતાણી પાલણી નકામી,
સાસનીયાંની શુણી સભ્ય મણાય છે...સતિ૦
પ્રેમ મસ્ત બની પતિની સંગે,
સેવું સ્વામી સુંદર હૈયા હારને......સતિ૦
વિધારામ—" ચાલો ચતુરા અતિ ઉમંગે,
સોહાવો સુખકર મારા સંસારને. "....સતિ૦
પુરૂરવા—                    ૨૨
પ્રાણ પ્રિયા, સુખરૂપ ફરી વળજો, વનથી વહેલાં વહેલાં....પ્રા૦
વદન મુજ મુનીવરને કહેજો, રાગી જનપર પ્રસન્ન રહેજો. પ્રા.
ઉર્વશી—રાજભુવન તજી વનમાં રહેવું શીદ ઇચ્છું ઉરમાં હું એવું
પણ નીરૂપાયે જાવું પડેછે, વીરા વીયોગનું આવું પડેછે.... પ્રા.
શીષ્ય—                    ૨૩
' હું થાઉં તમારી નારી, બની જોડી આપણી ભારી........હું.
અરજણ—' ભારી ભારી ભારી સારી
શીષ્ય—"ગુલાબ સમ આ ગાલ જુઓ, ચંદ્ર સમું આ ભાલ જુઓ
હાં આંખ અણીઆળીથી હું મારૂં નયન કટારી
ગળે નાખીને હાથ જુઓ, જરા ભરીને બાથ જુઓ,
આ સુખ આ મુખપર ગુરૂજી જાએ વારી વારી
અરજણ—વારી વારી વારી—                    હું થાઉં૦
ઉર્વશીનું—                    ૨૪
કરવું હવે શું મારે રે, આથી મરવું ભલું છે...કરવું.
આ નૃપ બાલક, પાલક જગનો
શ્રીમત દુઃખથી, હારે રે..............આ૦

રાજભુવનમાં, રહેનારે આ
દીન વનમાંહી, ઝુરે રે.............આ૦
લાડકવાયો, લાલ પડ્યો આ
પાપીણી સીને ચણા રે...............આ૦

ઉર્વશી— ૨૫

આશી દશા આવી રે મુંઝાય મન મારૂં...આ૦
ચાલતાં લેશ ચલાતું નથી, નથી કષ્ટ ખમાતું હાયરે
જગમાં પુત્ર વિયોગથી, મારો જાણે કંઠ સુકાઈરે...મુ૦
આધાર જીવનનો અતી ઉદાસ નીર્મળ આંખોનું નુરરે
કેમ જીવાશે કુમાર કોકીલા—વાદ્ગથી દુરરે...મુ૦

વિદ્યાધર કુમારી— ૨૬

જુઠની બાજી છે બધી આ. નામ નીશાની કંઈ નહી.
જોવું તપાસી નેત્ર વીકાસી, સાચી કમાણી કંઈ નહી
પંચભુતનો પીંડ અરે આ નીસગાત ક્યાંની કાંઈ નહી
કાળની સામા બાળક કાંધ, વીતી જવાની કાંઈ નહી જુઠ
જીવ જુમાનીને અભીમાની, છે સહુ ફાની કાંઈ નહી
જોર જુવાની, ને જીંદગાની, આખ થવાની કાંઈ નહી. જુઠ.

વિદ્યાધરકુમારી— ૨૭

કેમ સટે લખ્યું લલાટ પટમાં. લલાટપટમાં લલાટપટમાં. કેમ
સુખને દુઃખ ઘટ સાથે ઘડયાં છે
રહે ન કાયમ, કોઈ નિકટમાં.................કેમ
દુઃખી આ સમયે, આવી પડયાં છે
નૃપને ઉરવશી વ્યાપી વિકટમાં...............કેમ

પુરૂરવા— ૨૮

શ્યામ થાંભ ગગનમાં ફરતો,

છે આ નકી નવઘન સંચરતો....... શ્યામ.
આ છે સુર ધનું નથી હનુજ શરાસન
ચપલા ચમકે નથી પ્રીયા સુખભાજન
ન હોય શર આજલની ધારા, કઠીન ગરજના કરતો....શ્યામ.

પુરૂરવા— ૨૯

લોભે નેણલાં, નીહાળી લતા નમણી.
લોભે નેણલાં નીહાળી, લતા નમણી જાણે મુજ રમણી.
હેશાન્તી ભમણી.........નેણલાં.
ઉર્વશીના અંગ સ્પર્શ, જાણે સુખ જેવું.
આને અડવાથી, મળ્યું આશ્વાસન એવું......નેણલાં.
આલીંગુ હું આંખ વાંચી, જુવતી સ્વરૂપ જાણી.
મરતો જીવું હું આવહરી જો વદે વેદ વાણી...નેણલાં.

ઉર્વશી— ૩૦

નીહાળ્યો નાથ નયનેરે, મણી અણુમોલ......નીં૦
પુરૂરવા—અડતાં વ્યાપે આનંદ ઉરમાં, વધારે છે વિજયનેરે...મ
ઉર્વશી—શીરપર સ્થાપું, ચોગણી ચાહથી,
સંભાળી રાખુ શયનેરે.......

## અંક ત્રીજો.

માણુવક— ૩૧

સુખ શાંન્તી આજ છાઇ, ઉત્સવની છે ઘડી
સંકટ સહુ નાશ પામ્યાં, રહી ચીંતા ના જરી...સુખ.
અસ્તોદયની કસોટી થકી કસતા શ્રીહરી,
સતવંતા શુદ્ધ જોઇ, સુખ દેતા આખરી......સુખ.

બલીહારી શ્રીમોરારી, ગતી જાયે ના કળી,
સહુનો સંયોગ કીધો, કરૂણા દષ્ટી કરી......સુખ.

અભા-સખીઓ— ૩૨

સખીઓ—આંખ હવે ચોળમાં આ લીખી જાય આમ ખાલી.
તું રસીયાઆથી ના રીસા.......આંખ.
અભા—મૃગનેણી સાથે કુંવર કહે મને વહાલી.
નથી ક્રીડા એ રોચતી નમાલી,
સખીઓ—( અલી જુઓ ) તું રસીઆથી ના રીસા...આંખ.
ફરતી એકાંતમાં આયુનો હાથ ઝાલી.
હવે કર માં સફાઈ બાઈ ઠાલી.
તું રસીઆથી ના રીસા.
અભા—નહિં આવું જાઓ હું તો સઉથી રીસાણી.
વૃથા શાને બનો છો વીલાલી.
સખીઓ—તું રસીયાથી ના રીસા......

આયુ— ૩૩

સ્વીકારો સુંન્દરી, આ મોંઘી મંજરી સુવાસેથી' ભરી..સ્વી૦
અભા—જાઉં, એ મંજરીના બોજાથી હું મરી.
દુર જાઓ, ના સતાવો, ઓ દૈત્યોના અરી..........સ્વી૦
સખીઓ—આયુથી આટલા દી, દીલે તું ના ડરી.
શત્રુકેમાં, વહેમે વહેમાં, તું લક્ષ્માએ હરી............સ્વી૦

આયુ— ૩૪

ક્ષત્રીનો ધર્મ ખરો એ, દેવું સહુને દાન. ટેક.
પગ રણે, ભરવો નહિં પાછો જાય ભલે કદી જાન.
ન્યાયથી યુદ્ધ કરી અરીઓનું, ઉતારવું અભીમાન...ક્ષત્રી.

શરણે આવેલનું. સહુ વાતે, સાચવવું સન્માન.
પાળવી પુત્ર સમાન પ્રજાને ગુરૂથી મેળવી જ્ઞાન...ક્ષત્રી.
પ્રભા—ટાળવા સંકટ મારૂં, આયુને હાથે હણાયો આજ.
ક્ષમા કરી, અપરાધને, આજ્ઞા આપો ગુરુવર આજ....ક્ષત્રી.
પ્રભા— ૩૫
બની હું તો અલબેલી, નવેલી.
શાહુથી જન્મેલી અનંગ રંગરેલી કરૂં વશ કંથને...બની.
ચાહે ફરીને ચોલી, ગુંથુ અંબોડા છોડી
વેણી ગુથું હું થોડાંરે થોડીરે
બગાસે તન તોડીરે તોડી.
રીઝાવું મીઠુ. બોલીરે બોલી.
જાંમી સુન્દરી જોડી બની........
પ્રભા— ૩૬
'વશ્યા આંખોમાં આપ અનુપ અંજન નહિં આંજુ હવે
મલ્યા આપ આભૂષણ રૂપ શૃંગાર નહિં સજુ હશે વશ્યા૦
આયુ—' ત્યારે જમો આ પાન સોપારી.
પ્રભા—"લાલને શું કરૂ લાલ, બીડાંને મૂકો બાજુ હવે. વશ્યા૦
આયુ-"ત્યારે તુ ત દરબારમાં ચાલો.
પ્રભા-'ચાલતાં ચંચળ ચાલ મોહનમોહન હુંતો બાજુ હવે.વશ્ય ૦
સર્વ— ૩૭
આજ નીરખી અજબ કૃતી.
થાએ હૈયું, તુષ્ટીત અતી .........આજ૦
રાખીને અન્યો અન્ય રતિ શોભે લક્ષ્મી સરસ્વતિ.
ધન્ય જન પતિ ધન્ય ભગવતિ......આજ૦

સમાપ્ત.

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૨—૦ |
| સુરેખા હરણ | ૦—૨—૦ |
| નાગર ભક્ત | ૦—૨—૦ |
| નીલમ માણેક | ૦—૨—૦ |
| મનહર—મેના | ૦—૨—૦ |
| નાગકન્યા | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી | ૦—૨—૦ |
| રજની—ચંદ્ર | ૦—૨—૦ |
| જોહરે શમશીર | ૦—૨—૦ |
| શ્રી જયમતી | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૨—૦ |
| હોથલપદમણી | ૦—૨—૦ |
| જેસલતોરલ | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા | ૦—૨—૦ |
| પ્રવીણસાગર | ૦—૨—૦ |
| કનક—કેશરી | ૦—૨—૦ |
| પીપાભગત | ૦—૨—૦ |
| રાજલીલા | ૦—૨—૦ |